વંદે માતરમ્








# મોહનમાળા.

આજનો પ્રોગ્રામના મુખ્ય ગાયનો.

લેખક તથા પ્રકાશક:—

સંગીત માસ્તર મોહનલાલ ડી. જોશી, ઉનાવાળા,

સ્વદેશી મારકેટ, ગાંધી ગલી, દુકાન નં. ૨૩૯, મુંબઇ, ૨.

સંવત્ ૧૯૮૭ના આશ્વિન પ્રત ૨૦૦૦

કીમત રૂા. ૦-૧-૦

# મોહનમાળા.



## સ્વાગત ગીત. ૧

ધન્ય ઘડી ધન્ય આજનો, દીવસ ધન્ય દીનમાન;
સ્વાગત કરવા આપનું, અરપ્યું અમને માન.
અનુપમ અવસર આંગણીએ, નિજધર્મ દેશની સેવા છે સેવા;
જીવન સફળ કરનાર જીવનનું, કર્મ દેશની સેવા છે સેવા.—ટેક.
દેશ તણી દોલત દુર થાતી, વિદેશી વસ્ત્રોમાં ખરચાતી;
સ્વદેશ પ્રેમ ધરી અટકાવો, ભારતનું ગૌરવ લેવા છે સેવા.—અ.
સ્વદેશીમાં સુખ સંપત્તી મળશે, દેશતણાં બંધન સહુ ટળશે!
ભુમાતાના ભક્ત સજો શુદ્ધ—વસ્ત્ર સ્વદેશી થઇ રહેવા છે સેવા.—અ.

### સાખી.

સ્વદેશનું ગૌરવ વધારે, "આ સ્વદેશી મારકેટ,"
સારી આલમ સૌ વખાણે, "આ સ્વદેશી મારકેટ."
શુદ્ધ માલ મેળવા તમે આવો, "આ સ્વદેશી મારકેટ,"
પહેરી તમે ખાદી દીપાવો, "આ સ્વદેશી મારકેટ."—અ.

---

આ ચોપડી મળવાનું ઠેકાણું:—
**શી શંકર પુંજાભાઇ, સ્વદેશી કાપડના વેપારી.**
સ્વદેશી મારકેટ, ગાંધી ગલી, દુકાન નં. ૨૩૯,
કાલબાદેવી રોડ, મુંબઇ, ૨.

## ગાયન ૨

છે હીંદનો હિરો એ "મોહન" મહાતમા ગાંધી;
"મોહન" મહાતમા ગાંધી જેણે હીંદને સમર્પ્યું છે તન મન ધન.–છે.
તન મન ધન, અરપણ કર્યું જીવન, (૨) હાં તન૦.........છે.
"કર્મવીર" નામ તારૂં જગમાં વિખ્યાત આજ (૨) ...કર્મ૦
તારાં દેશમાં ગવાએ ગાન આજ ઠામો ઠામ........... છે?

સાખી.

"હીરો થયો અમ હિંદમાં, પ્રભૂ અમર રાખે એનો આતમા,
"કરશે! સ્વતંત્ર ભારતને-જેનું નામ છે "ગાંધી મહાતમા"
"પ્રથમ શિખ્યો નીશાળમાં પ્રહલ્લાદ શ્રી કૃષ્ણ પરમાતમા!
તો આજ
"નાના અને મોટાં રટે-એક નામ "ગાંધી મહાતમા."

## ગાયન ૩

ભારતમેં એક વિરને ડંકા બજા દીયા!
જીસને સદા યે દેશકો આઝાદ કર દીયા!—ટેક.
શીખલાયા મંત્ર આઝાદીકા સબકો ભુલા ભુલા!
જીસને સુના હે મંત્ર વોહ! અબ મર્દ બન ગયા?....ભારત૦
કહેતે હે દુશ્મનો સભી યે ગાંધીને કયા! કીયા!
જીસપર પડી નીગાંહ ઉન્હે અપના બના લીયા!....ભારત૦

ગાંધી તેરી યે રોશની દુનીયાંમેં છા રહી ?
કલીયુગકે દોરે મેં તું ભગવાન બન ગયા !...ભારત૦
ભારત પડા થા નીંદમેં ઉનકો જગા દીયા ?
"મોહન" કહે વોહ મોહનને તો કમાલ કર દીયા !...ભારત૦

## ગાયન ૪

બધા ઉપદેશ કરતા સૌને-પોતે જરા ન સમજે;
જીવન કર્યું નકામું છતાં ! પોતે.........
નીજ નીચતા છુપાવી, બીજાના દોશ ગણુતા;
મુરખ ગણુ છે સૌને એ- પોતે..........
ભણુવામાં આંખ ફોડી-છતાં કીમત થઈ ના કોડી;
તોએ જ્ઞાન કે અંધારૂં-પોતે ..........
ખુશામત કરીને ડીગ્રી ગૃહી ઉંચ પદવીઓની;
પણુ દેશ સેવા શું તે- પોતે.........
ધન્ય ધન્ય ગાંધીજીને બીજાના લાભ માટે;
શું જહેલ ને શું જંગલ- પોતે.........
ઘેર ઘેર ગાંધી બનજો, દેશ દાઝ દીલે ધરજો;
આમ ભારત સ્વતંત્ર કરજો-"મોહન" બીજું ના સમજે

---

## ગાયન ૫

ગાંધી તેને યે દેશકો, આઝાદ બના ડારા;
સબ હીંદકે વાસીકો, એક શાન બના ડારા.—ટેક.

સ્વતંત્રતાકે મંત્રકો, કીસ તોરસે ચલાયા;
હીંમત નહીંથી જીસમેં, ઉનકો મર્દ બના ડારા–ગાંધી૦

તેરી નઝરકા જાદુ, આલમ ઉપર ચલા હય;
દુશ્મનકો એક પલમેં, અપનાહી બના ડારા–ગાંધી૦

મશહુર હે તું ગાંધી, સબ કોમકા સીતારા;
ઈશ્વરને મહાતમાજીકો, નીજ રૂપ બના ડારા–ગાંધી૦

સ્વરાજ્યકા ત્રીરંગી, ઝંડા લીયા "મોહન"ને;
ભારત લીયે તન ધનકો, કુરબાન બના ડારા–ગાંધી૦

---



—:O:—

## ગાયન ૬

અય કનૈયા બેવફા, મોરી કદર જાની નહીં;
આપતો રાજા ભયે, હમપર નઝર તોરી નહીં.—ટેક.

પ્યારે છેલા નંદ કે તુમ, દ્વારીકાં જાકે બસે;
હમ તડપતે રહેગયે, હમરી ખબર જાની નહીં.—અય૦

આગ જલતી હે હ્રદયમેં, આપકે દરશન બીના;
બેવફા તુમ હોગયે, હમ પ્રીત પીછાની નહીં—અય૦

દેરક્યોં કરતે હો પ્યારે ! મેં ખડા હું દ્વાર પર;
અબ મુજે મિલનેકી પ્યારે, કો ! નિશાની નહીં.—અય૦

દીજીએ બ્રજરાજ દર્શન, કર દયા હમપર જરી;
"મોહન" કહે હમ દીનપર, તોરી મહેરબાની નહીં.—અય૦

---

## ગાયન ૭

( આ ગીત સૌએ ગાવાનું છે. )

પાલન અમારા દેશનું. કરનાર આ છે રેંટીઓ!
ગાજી રહ્યો ભારત મહીં. ઘર ઘર અમારો રેંટીઓ !—ટેક.

ફરતો દિવસ ને રાત જ્યમ, એ ચંદ્ર સૂરજની ગતી;
સંભળાવતો સંગીત સમ, કોકીલ મારો રેંટીઓ !–પાલ૦

જાહેરના સ્થાનો મહીં ને, દેવના મંદીરમાં;
નિશાળના ઇનામમાં, દેજો આ મનહર રેંટીઓ !–પાલ૦

કરવા અમર તમ દંપતી, વરમાળ આપે રેંટીઓ !
દેજો તે કન્યાદાનમાં, રૂડો રંગીલો રેંટીઓ !–પાલ૦

આપ્યો જગતને બોધ કે, સ્વરાજ્ય લાવે રેંટીઓ;
જે બાપુજીએ પ્રાણથી, પ્યારો ગણ્યો છે રેંટીઓ !–પાલ૦

શ્રીમંતના મહેલો અને, વળી ગરીબની પણ ઝુંપડી;
'મોહન' કહે ! આખું જગત, શોભાવતો આ રેંટીઓ!–પાલ૦



 ૧૬૦૭૮

## ગાયન ૮.

### અંતીમ.

સીધાવો મનમાન્યા મહેમાન;
સંભારો યાદ કરી સનમાન—સીધાવો.

ઉજવલ કરવા આપ પધાર્યા;
"સ્વદેશ" નું અભિમાન (૨)

દાસ "મોહન"ની વિનંતી લેજો,
છે સ્નેહતણું સનમાન !—સીધાવો.

---



પ્રસિદ્ધ કરનારઃ—માસ્તર **મોહનલાલ દયારામ જોશી ઉનાવાળા**
ઠે૰ સ્વદેશી મારકેટ, કાલબાદેવી રોડ, મુંબઈ, ૨.

છાપનારઃ—**અમરચંદ લખમીચંદ,**
શ્રી હિન્દ લક્ષ્મી પ્રેસ, કાલબાદેવી રોડ, મુંબઈ, ૨.